# સમસ્ત દોષ માફ, બ્રાહ્મણ નિષ્ક્રિય નહીં માફ



**કચ્છ જિલ્લા સમસ્ત બ્રહ્મસમાજ દ્વારા ભુજમાં પત્રકાર-પરિષદમાં બ્રાહ્મણોને જાગૃત થવા અપીલ**

ભુજ, તા. ૨૦ : કંદર્પ વિદ્યા અને ગંધર્વ વિદ્યાની કચકડાની દુનિયામાં ભારતીય ચારેય વર્ણના લોક ગળાડૂબ બની શ્રેય સત્યવિદ્યા, બ્રહ્મવિદ્યા, ઋષિ, કૃષિ, પ્રાકૃતિક જીવનશૈલી ભૂલી જઇ મદાંધ થઇ રહ્યા છે ત્યારે તેમને પરશુરામની વિચારધારાથી અંકુશમાં લેવા જરૂરી છે.

આજે કચ્છ જિલ્લા સમસ્ત બ્રહ્મસમાજ દ્વારા કચ્છના બ્રાહ્મણોને જાગૃત કરવા અને સનાતન ધર્મનો પ્રચાર-પ્રસાર કરવાની માહિતી આપવા યોજાયેલી પત્રકાર પરિષદમાં ઉપરોકત માહિતી આપતાં વૈદિક પ્રતિષ્ઠાનમ તેમજ સનાતન ધર્મ, સેવા સંઘ સુરતના પ્રમુખ તથા ઓલ ઇન્ડિયા બ્રાહ્મણ ફેડરેશનના કમિટી મેમ્બર અવિનાશભાઇ પંડ્યાએ જણાવ્યું હતું કે, બ્રાહ્મણ સનાતન ધર્મને વરેલો હોવો જોઇએ અને સનાતન સંપ્રદાયનો પ્રચાર થાય તેમાં બ્રાહ્મણોનો ફાળો મહત્ત્વનો હોવાથી કોઇ ધર્મ તરફ વળવાને બદલે સનાતન ધર્મનો ઝંડો ફરકતો રહે તે માટે બ્રાહ્મણોને જાગૃત બનવા હાકલ કરી હતી.

સંસ્કૃતિમાં જો ગાફેલ રહીએ

સંસ્કૃતિમાં જો ગાફેલ રહીએ તો તેમાં ભળીને વિકૃતિ આવી જાય છે તેમ જણાવી જૂની રૂઢિઓ છોડવા જણાવ્યું હતું. મહાઆપત્તિ કાળમાંથી બ્રાહ્મણો પસાર થઇ રહ્યા હોવાનું જણાવી ૩ લાખ પાઠશાળા બંધ છે તેના તાળાં ખોલવા પડશે. આઝાદી પહેલાં ૬૦ હજાર વેદપાઠીની જગ્યા હતી તે હવે ૬૦૦ રહી છે અને તે પણ ૫ વર્ષ પછી નહીં રહે તેવી ચિંતા સેવી સંગઠિત થઇ સંપૂર્ણ સ્વસ્થ હિન્દુ ધર્મ, આર્ય ધર્મ બનાવવા આ યાત્રામાં જોડાવા બ્રહ્મવિદ્યાના ઉપાસકોને આહ્‌વાન આપ્યું હતું. આ ઉપરાંત ભાવિ પેઢીને પણ આ માટે સંસ્કૃતિથી વાકેફ કરવા જણાવી વિવિધ પુસ્તકો, દ્રશ્ય-શ્રાવ્ય માધ્યમોથી બ્રાહ્મણોને મદદરૂપ બનવા પોતે તૈયાર હોવાનું જણાવ્યું હતું. સાથે ગુજરાતી, હિન્દી, અંગ્રેજી, સંસ્કૃતમાં ૧૦૫ વિષયમાંથી ૫ હજાર શબ્દોની મર્યાદામાં પોતાના વિચાર લખી મોકલવા ઉમેર્યું હતું. લખપત તા. સ.બ્ર.સ. પ્રમુખ સતીશભાઇ સોમપુરાએ ચળવળને ટેકો જાહેર કરી સહયોગની ખાતરી આપી હતી.

આ અવસરે કચ્છ જિલ્લા સમસ્ત બ્રહ્મસમાજ પૂર્વ પ્રમુખ જયપ્રકાશભાઇ ગોર, નગરસેવિકા મંજુલાબેન ઉપાધ્યાય, ભુજ તા.સ.બ્ર.સ. પ્રમુખ સુરેશભાઇ જોષી, અબડાસા બ્ર.સ. પ્રમુખ ગૌતમભાઇ જોષી, અંજાર સ.બ્ર.સ. મંત્રી મૂળશંકરભાઇ પંડ્યા, જિ.બ્ર.સ. ખજાનચી ગિરીશભાઇ ગોર, પરશુરામ સેના પ્રમુખ અનિલભાઇ રાજગોર, ભુજ તા.બ્ર.સ. મંત્રી ભરતભાઇ ગોર, ડો. શૈલેશભાઇ જોષી, મોહનભાઇ ગોર, કમળાબેન વ્યાસ, બિંદુબેન વ્યાસ વિ. ઉપસ્થિત રહ્યા હતા. સ્વાગત પ્રવચન-આભારવિધિ પ્રકાશભાઇ જોષીએ કર્યા હતા.

